श्री स्वामिनारायणाय नमोनमः ॥

# શ્રી પુરૂષોત્તમ પ્રાપ્તિ:

લેખક


ચુનીલાલ ઉત્તમરામ પંડયા.

મહેમદાવાદ.


છપાવી પ્રસિદ્ધ કરનાર

છોટાલાલ નાથાલાલ જોશી

લુણાવાડા


આવૃત્તિ ૧ લી    પ્રત ૧૦૦૦

અમદાવાદ--ધી " ડાયમંડ જ્યુબિલિ " પ્રિન્ટીંગ પ્રેસમાં

ગાં. પ. કાલીદાસ છગનલાલે છાપ્યું.


મૂલ્ય શ્રદ્ધા અને સદ્દભાવ

૧૯૩૦

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| (ઉપોદ્‌ઘાત) ૧ | ૩ | ચીનીલાલ | ચુનીલાલ |
| ,, | ૧૮ | દેહાવસાનના | દેહાવસાનના |
| ૨ | ૮ | શાસ્ત્રીનાં | શાસ્ત્રોનાં |
| ,, | ૨૧ | વેદ | વેદ, |
| ૩ | ૨ | વરતલ્લના | વરતાલના |
| (પ્રસ્તાવના) ૨ | ૧૩ | આળખતા | ઓળખતા |
| ૯ | ૧૩ | લુંટયાના | લુંટયાનો |
| ૧૦ | છેલ્લી | આશ્રત | આશ્રિત |
| ૧૨ | ૧ | ત | તે |
| ૧૭ | ૧૧ | ભગવાનને | ભગવાન |
| ૧૮ | ૪ | પૂથ્વીની | પૃથ્વીની |
| | ૫ | ત | તે |
| ૧૯ | ૭ | સમાધવાળા | સમાધિવાળો |
| ,, | | છ | છે |
| ,, | ૧૮ | તેન | તે ન |
| ૨૦ | ૪ | તે દેહ | તે દેહે |
| ૨૩ | ૬ | સન્ | સત્ |
| ૨૫ | ૬ | સમજણુ | સમજાણુ |
| ૨૬ | ૧૧ | સામર્થમાં | સામર્થ્યમાં |
| ૨૮ | ૧૦ | માટ | માટે |
| ૨૯ | ૧૩ | ન | ને |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૦ | ૨ | મહરાજના | મહારાજના |
| ,, | ૧૬ | ગાદામાં | ગાદીમાં |
| ૩૩ | ૪ | પંથમા સાધનજ | પંથમાં સાધન |
| ,, | ૧૨ | જીવતો | જીવનો |
| ૩૪ | ૪ | તનો | તેનો |
| ,, | ૧૯ | વહેવારથ | વહેવારથી |
| ૩૮ | ૭ | જુઓન | જુઓને |
| ,, | ૧૯ | એકાંત્તિક | એકાંતિક |
| ૪૦ | ૧૧ | ત્યાર | ત્યારે |
| ,, | ૧૩ | પ્રદ્યુમન | પ્રદ્યુમન |
| ૪૨ | ૧૩ | (ખાલી જગા) | લેવી |
| ૪૩ | ૧૫ | –ાધને | –ધિને |



# ઉપોદ્‌ઘાત.

આ ગ્રંથ રચનારના સંબંધમાં તેમ ગ્રંથ પરત્વે કેટ-ટલીક હકીકત જણાવવાની જરૂર જણાય છે. ગ્રંથ રચનાર પંડયા ચીનીલાલ (ઉર્ફે શંકર) ઉત્તમરામ મહેમદાવાદના વડાદરા બ્રાહ્મણ ભક્ત હતા. તેઓ ગુજરાતી બે ત્રણ ચોપડીઓ ભણેલા હતા, પણ તેમની સત્સંગની સમજણ સારી હતી, કેટલોક વખત તેઓ ધોળકા પાસે આવેલા સઇજ ગામે જમીન રાખી રહેલા. આ અરસામાં સંવત ૧૯૫૪ની સાલમાં જ્યારે શ્રીજીમહારાજે એકાંતિક ભક્તના ઉત્તેજન તથા તે ભેળાં બીજાં પ્રયોજન નિમિત્ત સમાધિલક્ષ આદિ દ્વારા પોતાનો પ્રતાપ ધોળકા આદિસ્થળોમાં જણાવ્યો ત્યારે સ્વામિ શ્રી હરિચરણદાસજી ધોળકામાં હોવાથી તેમના ઉત્તમ સમાગમનો લાભ ચુનીલાલભાઈને થયેલો. ત્યારબાદ સંવત ૧૯૫૬ની સાલમાં આ ગ્રંથ તેમના સમાગમની પ્રસાદિરૂપ ભગવદ્ સ્ફુરણાથી થયેલો અને બે દિવસની અંદર પૂર્ણ થયેલો. ગ્રંથકર્ત્તા સંવત ૧૯૭૫ના મહા વદ ૧૦ના રોજ ભૌતિક દેહનો ત્યાગ કરી અક્ષરવાસી થયા. તે દરમીયાન ગ્રંથ છપાવવાનું બની શકયું નહીં. પરંતુ દેહાવસાનના અરસામાં આ ગ્રંથ છપાવવાની તેમની મરજી હતી. તેથી હવે તે જે સ્વરૂપમાં પ્રાપ્ત થયો છે તેજ સ્વ-રૂપમાં અને કંઇ ખાસ ફેરફાર કર્યા વગર સત્સંગ સમક્ષ રજુ કરવામાં આવે છે.

ગ્રંથકર્ત્તાને 'વચનામૃત'નો અભ્યાસ સારો હતો. અને તેમાંથી તારણ કરી 'વચનામૃતનું એકીકરણ' એ નામે ગ્રંથ તેમણે રચેલો છે. તેમાંનો કેટલોક ભાગ તેમના મિત્ર માણેકલાલ ભાઇશંકર તરફથી પ્રસિદ્ધ થયેલો છે. ચુનીલાલભાઇ એક શુદ્ધ હૃદયના અને સાધારણ અક્ષરજ્ઞાન ધરાવનાર પવિત્ર બ્રાહ્મણ હરિજન હતા. પરંતુ તેમના શુદ્ધ વૃત્તાંતથી, સંતસેવાથી તથા પરમ એકાંતિકના સમાગમથી શાસ્ત્રીનાં અગમ્ય તત્ત્વોનું જ્ઞાન સ્ફુરણથી થયું હતું. અને તેની ઝાંખી તેમના આ લઘુગ્રંથથી સુજ્ઞ વાચકને સહેજ થશે. તેમને કેટલીક વખત ભવિષ્યનું સુચન થતું અને તે જણાવવું ઘટે તેને જણાવતા. વળી કેટલેક અંશે તેમને દૂર દર્શનની સિદ્ધિ તથા વચનસિદ્ધિ પ્રાપ્ત હતી. અને મહારાજ તથા મુક્તોનાં પ્રત્યક્ષ દર્શન તેમને ઘણી વખત થતાં. આ બધું હરિકૃપા તથા સંત કૃપાનું બળ તેઓ માનતા, પણ ઐશ્વર્યથી છલકાઇ ન જતાં નિર્માનીપણે તેઓ દેહ પર્યંત રહેલા. આવી રીતનું વર્ત્તન ખરેખર અનુકરણીય છે.

**यस्मात् क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः । अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥** એ ભગવદ્ વાક્ય પ્રમાણે પુરૂષોત્તમ ભગવાનને ઓળખવા અને તેમની પ્રાપ્તિ થવી એ નાની સુની વાત નથી. વળી 'અગમ અગાધ સ્વરૂપ અગોચર, વદત નેતિ કરી વેદ પ્રગટ પ્રમાણ હરિ પુરૂષોત્તમ, સાધુ જાનત ભેદ' એમાં બ્રહ્માનંદ સ્વામિએ સુચવ્યા પ્રમાણે શ્રીહરિ રૂપ પુરૂષોત્તમ ભગવાનને ઓળખવા તે

સંતસમાગમ વગર બનતું નથી. અને તે સિવાય મોક્ષનું દ્વાર પણ ખુલ્લું થતું નથી. તે સંત વરતાલના ૩ જા વચનામૃતમાં જણાવેલા એવા સિદ્ધ દશાવાળા વડવાનલ અગ્નિ જેવા પરમ એકાંતિક મહામુક્ત જેઓ સાક્ષાત્ શ્રીહરિની મરજીને જાણવા વાળા છે તેવા જોઇએ. તેવાની ઓળખાણ શ્રીહરિ પોતે દયા કરીને કરાવે તો જ થાય છે. તેવાની ઓળખાણ થયા બાદ તેમનો મહિમા સમજી તેમની નિષ્કપટપણે અને નિષ્કામ ભાવે મન કર્મવચને સેવા સમાગમ કરી તેમની આજ્ઞા અનુવૃત્તિ પાળી તેમને રાજી કરવા એજ અક્ષરધામની નીસરણી છે. અને તોજ આ લોકની સભા અને અક્ષરધામની સભાનું એકાત્મપણું સમજાય, અને પ્રગટ હરિ, પ્રગટ સંત, પ્રગટ સ્થાનનો યથાર્થ મહિમા ત્યારેજ સમજાય, ભક્તિધર્મના પુત્ર શ્રી સહેજાનંદ સ્વામિ તેમને વિશે ઉત્તમ પતિવ્રતાની ટેક ત્યારે બંધાય અને ઉપાસના દૃઢ થાય અને લોયાના ૧૨ મામાં કહેલો ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચય થાય, અને તોજ છતી દેહે ધામના સુખનો અનુભવ થાય, અને આ લોકથી માંડીને પ્રકૃતિ પુરૂષના લોકપર્યંતનું સુખ કાગવિષ્ટા તુલ્ય સમજાય અને શ્રીહરિના સુખેજ સુખીઆ રહેવાય, અને અંતરમાં આઠો પહોર આશ્ચર્ય સરખું વર્ત્યાં કરે અને સંપૂર્ણ કૃતાર્થ પણું મનાય. આવી રીતે થાય ત્યારે આ ગ્રંથમાં લખ્યા પ્રમાણે પુરૂષોત્તમ નારાયણની અખંડ પ્રાપ્તિ થઈ ગણાય. અને તેમાં

પોતાનું સામર્થ્ય માને નહીં પણ ધણીનું માને. અને સદા નિર્માનીપણું રહે. અને પ્રથમના ૨૭ વચનામૃત પ્રમાણે સમર્થ છતાં જીરણા પણ તેજ કરી શકે. તેવામાં પુરૂષોત્તમ નારાયણનો અખંડ વાસો છે. આ પ્રમાણે ગ્રંથનું રહસ્ય સંક્ષેપમાં જણાય છે.

આ ગ્રંથમાં ભાષાની આધુનિક સુંદરતા ઓછી જણાશે તેમ વાક્ય રચનામાં પણ કેટલીક ખામીઓ હશે. પરંતુ તેવી ભૂલો લક્ષમાં લેવા જેવી નથી. ગ્રંથકર્ત્તાના ઉત્તમ વિચારો, ઉત્તમ આશયો, અને અનેક ઉત્તમ સિદ્ધાંતોનું ઠેકાણે ઠેકાણે સરળ દૃષ્ટાંતો દ્વારા સચોટ વર્ણન જુની અસલી પદ્ધતિમાં આ ગ્રંથમાં નૈસર્ગિકપણે કરવામાં આવેલું હોઇ વાંચનારના મન ઉપર ભાગ્યેજ અસર કર્યા વગર રહે તેમ છે. માટે તેમના શુદ્ધ આશય ઉપર લક્ષ રાખી વાચક વર્ગ તેમાંથી કંઇક પણ ગુણ ગ્રહણ કરશે તો ગ્રંથકર્ત્તાના મનોરથ પુરા ગણાશે. આવા ભક્તના સદ્ગત આત્માને શ્રીહરિના સ્વરૂપમાં સદા રમણ હો એવી પ્રાર્થના છે.

લી. **પ્રકાશકના જયશ્રી સ્વામિનારાયણ.**



# पुरुषोत्तम प्राप्ति.

## प्रस्तावना.

શ્રીજી મહારાજની પૂર્ણ કૃપાથી ને મરજીથી પોતે પ્રત્યક્ષપણે સત્સંગની દયાને અર્થે સત્સંગમાં રહી ગમે તે દ્વારે પોતે સત્સંગની વૃદ્ધિને અર્થે અવતાર રૂપ લીલા કરીને સત્સંગને સુખ આપવાને અર્થે ને સત્સંગમાં કુસંગ ટાળવાને અર્થે ધર્મામૃત નિષ્કામ-શુદ્ધિ વિગેરે ઘણા ગ્રંથ રચેલા છે. પણ પ્રત્યક્ષ ભગવા-નમાં શું સમજવું તેમાં એકાન્તિકના જોગ વિના બનતું નથી. માટે વચનામૃતના જાણવાવાળા જે સંત અગર ભગવાનના ભક્ત તેમની પાસેથી શીખી રા-ખવું. તેની નિશાની જે જેમ સગાંમાં સંબંધ છે તેમ જ્યારે એકાન્તિકમાં થાય, તેની ઉપર હેત થાય, અને તેની મરજી પ્રમાણે વરતાય, તો તે સંસારથી લુખા થઇ જાય. માટે ભગવાનનાં વચન ઓળખીને પોતાના જીવને ઓળખીને વચન તપાસ કરે, ને તે વચન પ્રમાણે ભગવાનને ધારે, ત્યારે તેને અલૌકિક સુખ સમજાય. ત્યારે એકાન્તિક ઉપર પ્રતીતિ બંધાય. પછી વહેવાર થયાં જાય પણ તે ભગવાનના વચનમાં ને

ભગવાનની મરજી પ્રમાણે વર્તે, ને પછી તે પ્રમાણે વર્તી અક્ષરધામમાં જાય છે. માટે એકાન્તિક ઓળખો તો ચોખો ખુલાસો સમજાશે. માટે સમજો, શીખો, ને ખપવાળાને વાત કરો તો મહારાજની પાકી દયા થાય છે. વચનામૃત ને શિક્ષાપત્રી વિગેરે ઘણાક ગ્રંથ તથા કીર્તન છે પણ તે પ્રમાણે વર્તવામાં બહુ પ્રયાસ પડે છે. ને મહારાજની મરજી તથા તેમનાં કરેલાં શાસ્ત્ર તે પ્રમાણે વર્તાતું નથી. કેટલાકને તો સત્સંગ કરવો તે પોતાની મરજી પ્રમાણે ફક્ત પૂજાનું નિયમ રાખે છે, કેટલાક ઉપર લખેલાં શાસ્ત્ર પ્રમાણે ઉપાસના શીખે તો તેને બધાં શાસ્ત્ર પ્રમાણે વર્તવું છે, પણ એકાન્તિકપણું આવ્યા વિના મહારાજની આજ્ઞા પળતી નથી ને એકાન્તિક ઓળખાતા નથી ને એકાંતિક તો ઝાઝા હોતા નથી. માટે એકાન્તિક સંતનો જોગ કરશો તો વહેવારમાંથી પ્રીતિ તુટીને ભગવાનનો મહિમા સમજાશે. ને જીવનું બળ જણાય ત્યારે ભગવાનનું બળ સમજતો જાય. તેને અર્થે આ ગ્રંથ મહારાજની પૂર્ણ કૃપાથી પોતે આ દ્વારે કરાવેલ છે. તે આ ગ્રંથનું નામ હવે આપીએ છીએ. તે ગ્રંથ પુરો

વાંચ્યાથી શાન્તિ થાશે. મહારાજને સંભારીને વર્તવું છે.

" પ્રથમ શ્રીહરિને લાગું પાય,
કરે સત્સંગમાં મુને સ્હાય.
"વચનામૃતનો કરવો વિચાર,
અક્ષરધામ જાવા નિરધાર.
" આરે સમો મળ્યો હવે સારો,
વાંચી ગ્રંથ જગત લાગે ખારો.
"આરે સમે છે સાચા શ્રી હરિ,
સત્સંગમાં લીલા શી શીરે કરી.
" અક્ષરમુકત અત્રે આંહી રેછે,
તેમાં રહી પુરૂષોત્તમ કહે છે.
" મહારાજ મળ્યા હતા જે વારે,
પણ સમજાયું પુરૂં અત્યારે.
" સરવોપરી જાણવામાં ખામી,
પણ જાણે છે અંતરજામી.
" માટે સત્સંગ કહીએ અલૌકીક,
એની મુકતે મરજી નવ લોપી.
" અક્ષરધામ સમજો હવે આંઈ,
જાવું નથી મરી હવે કયાંઇ

" હવે ચાલ્યા આવે એકાન્તિક સંત,
આવ્યો સંસારનો હવે અંત.
" માટે એકાન્તિકને ઓળખી કાઢો,
ત્યારે વળશે તમારો તો દહાડો.
" એકાન્તિકનામાં શ્રી હરિ રહે છે આપ,
જાણે ટળશે ત્રિવિધિ સંતાપ.
" દર્શનથી જશે સર્વે દુઃખ;
નહીં સમજે માને તે વિમુખ.
" મહારાજે કહ્યું તે જુવો વિચારી,
મૂર્તિ કોણે તેવી ચિત્ત ધારી.
" કર્યો આગ્રહ આણીને ધીરજ,
તેના હૃદયમાં દેખાય મહારાજ.
" એવો આજે છે ચમત્કાર,
કરે શંકર ઉત્તમ સુત પોકાર"

---

॥ अथ श्री पुरुषोत्तमप्राप्तिः लिख्यते ॥

श्री सहजानंद स्वामिने नमोनमः ॥
श्री अनन्तकोटी अक्षररूप मुक्तेभ्यो नमोनमः ॥
महामुक्त गोपालानंदस्वामिने नमोनमः ॥
महामुक्त मुक्तानंद स्वामिने नमोनमः ॥
महामुक्त ब्रह्मानंदस्वामिने नमोनमः ॥
महामुक्त नित्यानंदस्वामिने नमोनमः ॥
महामुक्त शुकस्वामिने नमोनमः ॥

આવા સદ્ગુરૂ શ્રી પુરૂષોત્તમ ભગવાનના સાધર્મ્ય પણાને પામેલા અને શ્રીજી મહારાજની મરજી પ્રમાણે વર્તવાવાળા તેમના અને શ્રીજી મહારાજના સંકલ્પથી વચનામૃતનો સિધ્ધાંત ચોખ્ખી વિક્તિથી આ લોકનાં દ્રષ્ટાંત દઇ સમજાવી પોતાની મૂર્તિમાં જોડવા સારૂ આપણા સત્સંગમાં વ્હેવારમાં જણાતાને અલમસ્ત કરીને વ્હેવાર ઉપર વૈર કરાવીને પુરૂષોત્તમમાં ઉપશમ સ્થીતિ કરાવી તથા બાધિતાનુવૃત્તિ રખાવી, જીવને ઢાંકી પુરૂષોત્તમે ભકતમાં રહી આ ગ્રંથ કરાવ્યો છે. તે સર્વ સત્સંગીઓની સેવા કરવાની વૃત્તિથી હું મૂળ વતની ગામ સઇજનો તે હાલમાં સ૦ સ્વામિ શ્રી હરિચરણદાસજીની પૂર્ણ કૃપાથી ગામ

મહેમદાવાદનો રહીશ, ભકતચિંતામણીમાં લખેલા અંબારામના સગાભાઈ કેવળરામના દીકરાનો દીકરો નામે ચુનીલાલ ઉત્તમરામ તે આ ગ્રંથ મહારાજે લખાવ્યા પ્રમાણે લખી આપણા સત્સંગમાં જીવના મોક્ષ સારૂ પ્રસિધ્ધ કરૂં છું. તે સંવત ૧૯૫૬ના ફાગણ વદી ૧૦ને વાર સોમથી તે એકાદશીના બપોર સુધીમાં આ વાત સિધ્ધ થઈ છે. આ ગ્રંથનું નામ શ્રી પુરૂષોત્તમ પ્રાપ્તિ છે.

॥ ग्रंथ आरंभ ॥

પ્રશ્નઃ–સર્વે સાધનમાં કયું સાધન કઠણ છે ?

ઉત્તરઃ–ભગવાનના સ્વરૂપમાં મનની અખંડ વૃત્તિ રાખવી તેથી કઠણ સાધન નથી.

પ્રશ્ન–૨ ભગવાનની માયા કહે છે તેનું શું રૂપ છે ?

ઉતરઃ–ભગવાનની મૂર્તિનું ધ્યાન કરતાં આવરણ કરે તેને માયા કહીએ.

પ્રશ્ન–૩ ભગવાનના ભકત પંચ ભુતના દેહને મૂકીને પછી કેવા દેહને પામે છે ?

ઉત્તરઃ–આપણે ધર્મકુળનો આશરો છે. માટે આપણા આ આચાર્યના આશ્રિત બ્રહ્મમય દેહને પામે છે.

પ્રશ્ન–૪ કેટલાક તો ઘણા દિવસથી સત્સંગ કરે છે પણ ભગવાનને વિષે ગાઢ પ્રીતિ થતી નથી તે કેમ?

ઉત્તરઃ–ભગવાનનું મહાત્મ જે સર્વોપરિ અવતારના અવતારી તે સમજવામાં કસર ને પતિવ્રતાનો ટેક નહીં, ને પરોક્ષ અવતાર જેવા જાણવાથી ને કુસંગના જોગથી. માટે પ્રત્યક્ષ ભગવાનના ઉપાસક ભગવાનના સંત અગર ભગવાનના એકાંતિક ભકત તેના ઉપર વિશ્વાસ લાવ્યા વિના ગાઢ પ્રીતિ થતી નથી.

ભગવાનને બીજા અવતાર જેવા જાણે, એકાંતિક સંતને બીજા સંત જેવા જાણે, એકાંતિક ભકતને બીજા ભકત જેવા જાણે, પણ પોતાથી મોટા ન જણાય ને ન મનાય, અને એ તો ફ્રીયા કુળનો છે તે હું ઓળખું છું આવો દેહનો ભાવ દ્રષ્ટિમાં લાવે, અને પોતાને ન્યૂન સમજે, અને મોટાને વળી પોતાથી પણ ન્યૂન સમજે, તે દોષે કરીને સત્સંગમાં સ્નેહ ને પ્રેમને વૈરાગ્ય ને ઉપાસના કેમ થાય? માટે મોટાને વિષે ગુરૂભાવ રાખવો. અને મોટાની સાથે પોતાનો જીવ જોડી દેવો. જેમ એન્જીનને ડબ્બા વળગાડયા. પછી ડબાને એ-

ન્જીનના બળથી નદી નાળાં વિગેરેમાં કોઈ પ્રકારનો ભય રહેતો નથી. ને પોતાની જાતિપણાનું બળ ન્યૂન માની એન્જીનનું સામર્થ્ય માની તેની મરજીમાં વૃત્તિ જોડીને વર્તે છે. તેમ મોટાના ઉપર વિશ્વાસ લાવી ને વૃત્તિ જોડી દેવી. તો મોટાની દ્રષ્ટિ પુરૂષોત્તમ સાથે એકતા છે, માટે ભગવાનના સ્વરૂપમાં આપણને વૃત્તિ રાખતાં કંઇ પણ પ્રયાસ નહીં પડે. ને માયા પણ નદી નાળાંની પેઠે નહી નડે, તે તો સહાયભૂત થશે.

અને આપણો સંપ્રદાય તે ધર્મના પુત્ર માટે ધર્મકુળની ગાદીના યોગે થયેલ આચાર્ય તેમની પાસેથી વર્ત્તમાન લઈ તેમનો આશ્રિત થયો હોય તો ભગવાનના ધામમાં જાય છે. જેમ રેલ ગાડીનું સ્ટેશન છે ત્યાં જીવ જઈ રેલે બેસે તો જેજે સ્ટેશને ઉતરવું હોય ત્યાંની ટીકીટની સમજણ પ્રમાણ કરી હોય ત્યાંનું મહાત્મ્ય સમજી ત્યાં ઉતરે છે. જેમ જે ગામમાં પોતાનું સગું માન્યું હોય ત્યાંજ પ્રીતિ, પણ એથી બીજાને વધુ વૈભવવાળા ઉપર પ્રીતિ બંધાતી નથી; તેમ જેવો મહારાજનો મહિમાને ધામના પતિ જાણ્યા તેવી ત્યાંની ગાંઠ પાડી મુકે છે, માટે આ સંપ્રદાયમાં આવ્યા વીના

બીજા ધામની પણ પ્રાપ્તિ નથી થાતી " બંધ કીધાં બીજાં બારણાં રે વ્હેતી કીધી અક્ષર વાટ, પુરૂષોત્તમ પ્રગટીરે ", જેમ પાદશાહી માર્ગમાં લુંટયાના ભય, ને કોઇ મારી નાંખે, ને બહુ દિવસ ભાગે, ને વચમાં લુંટાઇ જવાય,-કોઈ મારી પણ નાંખે; ને રેલમાં તો કંઇ પણ ભય નહીં ને દુઃખ નહીં, એકદમ એક દિવસે જવાય. એવો પુરૂષોત્તમનો પ્રતાપ છે. તેમ આને આ દેહે કરી આવી ચોખ્ખી ઉપાસના જીવને શીખવી. ને જાગ્રત, સ્વપ્ન ને સુષુપ્તિથી પોતાનો આત્મા નોખો જાણીને સ્થુળ સૂક્ષ્મને કારણ એ ત્રણ દેહથી વિલક્ષણ એવો જે પોતાનો આત્મા તેને વિષે માયાપાર બ્રહ્મભાવના લાવીને અક્ષર રૂપ માનીને, અક્ષરના મધ્યમાં પુરૂષોત્તમ ધારવા. એવી જુકિત પુરૂષોત્તમના મુક્તની સમજણ પ્રમાણે કરી સમજવી, તો ભગવાનના સ્વરૂપમાં વૃત્તિ રાખતાં વિઘ્ન ન થાય. કારણ માયા પર તો અક્ષર રૂપ પોતાનો જીવાત્મા એકાંતિક પાસેથી સમજાયો. તો જેમ એન્જીનનું દષ્ટાંત દીધું તેમ મહારાજની આજ્ઞામાં વર્તતા એવા જે ભકત તે જેમ એન્જીન ડબા લઇ જવા સમર્થ છે, તેમ અનંત બ્રહ્માંડને પોતાના જેવા કરી અક્ષરધામમાં લઈ જાય તેવા સમર્થ છે.

ને ઉપાસના તે અક્ષરધામમાં જવાની સડક છે, ને આજ્ઞા પાળવી તે સડક ઉપર રેલ સમજવી. તે રેલને ગાડી ન મુકે તેમ મહારાજની આજ્ઞામાં વર્તતા એવા મુક્ત તે મહારાજની મરજી પ્રમાણે વરતે. માટે નદી નાળાં રૂપ માયા તેના ઉપર ઉપશમ અવસ્થા રૂપ પૂલ બાંધ્યો છે તેમ મહારાજની આજ્ઞા ઉપાસના ને મહાત્મ્ય તેણે કરીને તે રૂપ પૂલ તે સમર્થ કેવો છે તો આને આ દેહે કરીને અક્ષરધામમાં પુગેલો છે. કારણ આ દેહે કરી પુરૂષોત્તમ અક્ષરધામના પતિ આવી ચોખ્ખી સમજણે વર્તાય, ને પોતાના આત્માને અક્ષર સ્વરૂપ વર્તાય, ને માયાને માયાનું કાર્ય સર્વે અસત્યને નાશવંત જણાય, ને તુચ્છ એવું રાખના પડીકા સરખું થઇ જાય, તો ભગવાનની મૂર્તિનું ધ્યાન કરતાં આડું શું પદાર્થ રહે તે આવરણ કરે ? ને માયા પણ બ્રહ્મરૂપ થાય છે. ને ભગવાન ભજ્યામાં સહાયભૂત ખરા નિશ્ચય વાળાને થાય છે. ભગવાન ભજ્યામાં અંતરાય કરતી નથી. ને દુઃખ દેવાને સમર્થ થતી નથી. ને નિશ્ચયની કસરવાળાને માયા દુઃખદાઇ છે તે ભગવાન ભજ્યામાં દુઃખ રૂપને અંતરાય કરનારી છે એમ જાણવું. ને બ્રહ્મમય દેહ પોતાનો માને ને આપણા આચાર્યથી આશ્રિત થાય

તેને આ સમજણ હોય ને બીજાને તો આ દિશ જડતી નથી માટે ધર્મ કુળનો આશરો લેવો કહ્યો છે.

सकाम निष्काम भक्तनी प्राप्ति अने स्थिति.

આ સમયમાં પ્રગટ પુરૂષોત્તમ તે કેવાતો અનંત બ્રહ્માંડને અનંત મહા પુરૂષ અક્ષરમાં લીન થઇ અક્ષરમાં અદ્રશ્યપણે રહે તેને પ્રલય કહીયે, ત્યારે આ ભગવાનજ ને પોતાનું ધામ ને પોતેજ ને પોતાના ભક્ત તેજ મૂર્તિમાન થકા રહે છે, એવા સમર્થ તે આપણને પ્રત્યક્ષ મળ્યા ને મુક્ત દ્વારે રહીને પુરૂષોતમ પોતે પોતાનો નિશ્ચય કરાવે છે. ને આ ભગવાનની મૂર્તિ ચિંતામણી તુલ્ય છે માટે આ મૂર્તિને ભજીને આ મૂર્તિનો મહિમા સમજીને અવતાર જેવું થવાય છે, પણ તે સકામ ભકતથી થવાય છે. ને નિષ્કામ ભકત તો ભગવાનના અક્ષરધામમાં જાય છે. તે ભકતનો મહિમા અપારછે. જેમ પુરૂષોતમ ભગવાન પોતાના ધામમાં રહ્યા થકા અનંત કોટી બ્રહ્માંડમાં જણાવાને સમર્થ છે, તેમ મુકત આ ભગવાનની આજ્ઞાથી તથા મરજીથી એકરૂપે અક્ષર ધામમાં મહારાજની મૂર્તિ જોતા થકા અનંત કોટી બ્રહ્માંડમાં જવાને સમર્થ છે ને પુરૂષોતમના સાધર્મ્યપણાને એટલે બરોબર પણાને પામેલા છે તો

ભગવાનને જેવા જાણે તેવો તે પોતેજ થાય છે ને ભગવાન તો અપાર છે. ને ભકતનો મહિમા આમ સમજવો, જેમ રાજાનું રાજ્ય તેમ રાણીનું રાજ્ય, રાજા ચ્હાય તેમ કરવા સમર્થ છે. પણ મુકતને તો સામર્થી જણાવવાની મરજી નથી, ને મૂર્તિ વીના બીજી કંઇ ઇચ્છા નથી. પણ પોતે પુરૂષોત્તમ તે મુક્તનો મહિમા દેખાડવા સારૂ બ્રહ્માંડ બ્રહ્માંડ પ્રત્યે મુકતનાં રૂપ જણાવે છે તે પોતે પુરૂષોત્તમ જાણે છે, ને મુકત જાણવાને સમર્થ મૂર્તિનું સુખ મૂકીને થતા નથી. તે પણ પુરૂષોત્તમ જણાવે તો જાણે, એવો સ્વામીસેવકપણાનો નાતો રહે છે. જેમ સૂર્ય ઉગે ત્યારે તારા અદૃશ્ય રહે, તેમ પુરૂષોત્તમની મરજી હોય તેમ જણાવે. ને જે અવતાર તથા પ્રધાન પુરૂષ તેના નિયંતા મહામાયા ને મહાપુરૂષ તે અનંત કોટી છે તે પણ પોતાના બ્રહ્માંડોમાં જાણવાને દેખવાને કર્મ ફળ આપવા સમર્થ છે. ને અક્ષરના મુક્ત તો અનંત કોટી બ્રહ્માંડને દેખવાને જોવાને કર્મ ફળ આપવા સમર્થ છે. પણ પુરૂષોત્તમનો પ્રતાપ ઐશ્વર્ય ગુણ ને સુખ તેના મહિમાથી જણાય છે, તો પણ પોતાની સામર્થી નથી માનતા. ને મહાપુરૂષને મહામાયાને અવતાર તથા પ્રધાન પુરૂષ તે પોતે કર્તા ને પોતે ભગવાન

એવું જાણીને પોતાની સામર્થીને જાણે છે, ને સકામ છે. ને પ્રલયમાં પણ અક્ષરમાં અદૃશ્ય રહે છે, ને સૃષ્ટિવખતે પોતે સૃજે છે. ને પુરૂષોત્તમને તેના ભકત તેતો અક્ષર-ધામમાં સાકાર દિવ્ય દેહથી રહે છે. ને ભકતના એક એક રોમમાં અનંત કોટી સૂર્યનો પ્રકાશ છે. તો તેના સ્વામિ જે પુરૂષોતમ ભગવાન તેનો મહિમા કેમ કહી શકાય ? ને આવી ભકિત કરતાં સકામ ભક્ત હોય તે ભગવાનની મૂર્ત્તિ આ કહી તેવી સમજીને તેમાં પોતાના મનની અખંડવૃત્તિ નદીના વેગની પેઠે ચાલતી રાખે તે તો જીવ ઇશ્વર માયાને બ્રહ્મ તેને જોવાને ઇચ્છે તો તત્કાળ દેખે છે, તથા ગોલોક તથા વૈકુંઠ તથા બ્રહ્મ મહોલ એ આદીક જે ભગવાનનાં ધામ છે તેને પણ દેખેછે. ને તેને સવિકલ્પ સમાધિવાળો કહીયે ને જેને નિર્વિકલ્પસમાધિ હોય તેતો આ પ્રત્યક્ષ ભગવાન વિના બીજું કંઇ ઇચ્છે નહિ, તે નિષ્કામ ભક્તછે.ને આ સભા સર્વોપરિ છે. ને આજ પુરૂષોત્તમ વિના બીજો ભગવાન નથી. ને અક્ષરધામ સહિત ને પોતાના પાર્ષદને ઐશ્વર્યને અવતારને બીજા ધામોના ભગવાનને મુકત તે સહિત આવ્યા છે. પછી આ સમામાં ને આ અવતારમાં ન્યૂન સમજાય ત્યારે આ ભગવાનની ઉપા-

સના કરે છે, પણ સર્વોપરિ સમજાણા ન કહેવાય. જેમ અમૃત મુકીને અફિણપર રૂચિ થાય તેવું થયું. માટે

ઐશ્વર્ય અક્ષરના મુકતની સમજણ ગ્રહણ કરીને સામર્થી, ઐશ્વર્ય, અંતર્યામીપણું, વચન સિધ્ધ થાવાપણું, બીજેરૂપે કરીને બીજાને સત્સંગમાં સમાસ કરવાપણું, પરમાં પ્રવેશ કરી પારકી વાત જાણવાપણું, પોતાના સંકલ્પથી બીજાને અક્ષરધામમાં જાવાપણું, ને પોતાના સંકલ્પથી કોઇનું દુઃખ જાવાપણું, તથા કોઇ મરતા હોય તેને પોતાના સંકલ્પથી જીવવા પણું, તથા આને મૂર્તિ દેખાઓ તો તેથી દેખાવાપણું, તે સર્વે પોતાના અંતરમાં ગુપ્તરીતે પુરૂષોત્તમનો આવેશ તેથી જીવનુંજી-વપણું ઢંકાઇ પુરૂષોત્તમપણે વર્તવાને સમર્થ થાયછે તે સામર્થ્ય ધણીનું માનવું. તથા બીજી ઘણીક પ્રકારની નિરાવરણ દષ્ટિથી જાણવાપણું, મહારાજની મૂર્ત્તિ દેખાવાપણું,તે થાય પણ તે વાતનો ગર્વ કરવો નહિ,ને છકી જવું નહિ,ને મોટાઇ ન લાવવી.નેપોતે ગરીબહોય ને સંતનોસમાગમ કરેત્યારે ઉપલા ઐશ્વર્યનેપ્રતાપ પામે, પણ સંતના મોઢા આગળ ગરીબ રહેવાપણું તે અક્ષર ધામમાં જાવાની રીત જાણવી. નહીં તો ઉલટી રીતમાં ઐશ્વર્યાર્થી થઈ જવાય માટે પુરૂષોત્તમના પ્રતાપથી આ-

વી સામર્થી છે. ને હું અક્ષર રૂપ છું તે અક્ષરની સા-
મર્થી હોય તેમાં શું આશ્ચર્ય ? કારણકે મારા જેવા અ-
નંત કોટી ભકત છે તે એક પુરૂષોત્તમને ભજીને થયા
છે. એવા જે પુરૂષોત્તમ ભગવાન તેના મહિમાનો પાર
કોઈ પામવાને જાણવાને દેખવાને સમર્થ નથી. અને
પોતે દયાયે કરીને જણાવે તો પણ પાર નથી. માટે
આને આ દેહે કરીને કલ્યાણને ઇચ્છવું તેને આટલું
સમજવું જે આપણું દર્શન કરશે તેનું કલ્યાણ
થાશે. તો આપણું તો થઇ રહ્યું છે એમ સમજવું
પણ ન્યૂનતા ન માનવી. કારણ આ લોકને આ

निश्चळपणुं.

દેહ તે દુઃખ રૂપ છે. તે દેહ સાજો
રહે, માંદો રહે, રોગી રહે, લોકાં
તરનું દુઃખ આવે, કાળ આવે, તેને જોગે કરીને
સોનાના દોરાની પેઠે અક્કડ રહેવું. જેમ મીણનો
પાયેલ દોરો તે ઉનાળાના તાપના જોગે કરી ઢીલો પડી
જાય છે, પણ સોનાનો દોરો તો છયે ઋતુમાં સરખો
રહે. માટે ઢીલું ના પડી જાવું; ને ભગવાનના ગુણ ગાયા

निष्ठा.

કરવા. કારણ ભગવાન આપણા
અંતરમાં રહીને જુએ છે જે આ
ભકતને મારા વિના બીજા પદાર્થમાં રૂચિ નથી,

ને લોક વહેવારમાં રહ્યા જણાય છે પણ કૃતાર્થ થયો છે, ને માયાને તર્યો છે, ને આ દેહે કરીને અક્ષર ધામમાં છે એમ જાણવું. આવાતના આગ્રહવાળા ઉપર

निष्ठावाननी स्थितिनुं वर्णन.

ભગવાન પડદામાં રહીને જોઇને લક્ષ્ય રાખીને ભજન કરાવે છે, ને વહેવાર ખોટા જણાવે છે. તે જુઓ આજે કાળ પડયો ને વરસાદ ન વરસ્યો ત્યારે કહે પહોર વહેલો આવશે. જુઓને ભગવાનની માયાનું બળ-કોઇને કહે શું ભાઇ ભગવાન ભજો ત્યારે કહે માયા વળગી છે. તે ભજાતું નથી. ને જીવ માયાને મુકી શકતો નથી. પણ માયાએ તેમને મુકયા પણ ભગવાન ભજાતા નથી ને માયાને લાવવા સારૂ ભાઈ આવતું વરસ તો આવું ન હોય તો સારૂ—એમ માયા સારૂ હાય વોય કરતા ફરે છે. તે આવા સમયમાં જેણે આનંદ સાથે ને ગદ્દગદ્દ કંઠ થઇને અક્ષરરૂપ થઈને ભગવાન ભજ્યા તેની ઉપર મહારાજની પાકી કૃપા થાય છે. ને આવો રસ સમજાયા વિના આવા સમયમાં આનંદ વર્તવો તેને બધા પ્રલય કરી ચુકેલો જાણવો. આલોકનું દુઃખ ભગવાન ભજવા વાળાને અતોલ છે. વહેવારમાં કુટુંબી જંપીને દેહ નિર્વાહ કરી ભજન કરવા દે નહિ.

ને માન મોટપ રહે નહિ. ને ત્યાગી થાય તો ભગવાનની ઉપાસના મહાત્મ્ય સમજવા શીખવા દે નહિ. આવા પરમેશ્વર ઓળખવાવાળાને આ લોકમાં કોઇ કુટુંબી અગર ગુરૂ શિષ્ય વિષેથી પ્રીતિ ઉખેડીને ભગવાન અહીંથી છોડાવો એવો સંકલ્પ ભક્ત પાસે કરાવે છે. પણ ભગવાનમાં વૃત્તિ રહે છે તેની સામર્થી અપાર છે. પણ પાસેના રહેનાર એવા મુક્તના મનુષ્યભાવ જોઇને તેને દુઃખ દઇ દબાવે ને બીવરાવે છે. જાણીને પોતાની મોટાઈ વધારવાને પોતાથી મોટાને દબાવીને પોતે મોટા થવાના રાગથી એવા સમર્થને કનડે છે. પણ તેની વૃત્તિમાં ભગવાનને રહ્યા છે. તેથી જીવનું માન અપમાન સહન કરે છે. ને એના નેત્રમાં જોનારા ભગવાન છે બ્રહ્માંડમાં જેટલા જીવ છે તેના નેત્રને પ્રકાશ કરવાને સમર્થ છે. માટે એવા મોટાની સર્વ ઇંદ્રિયોમાં ભગવાન છે. માટે અક્ષર સ્વરૂપ થયો છે તે અક્ષરમાં માન મોટાઇ નથી; ને મૂર્તિ વીના બીજે હેત નથી. માટે એવો અહીંથી જણાય છે. તે વહેવારનું કામ આવી પડે તો રાજી ન રહે, ને કરવાના વીચાર ન થાય ને મુંઝાયા કરે, ને તે વાતમાં હેત નહીં તેથી કરી બદ્ધ થઈને બોલતાં ન આવડે ને મું-

ઝાઇ જાય, ને કોઇ વગડામાંથી અભણ ઉભો કરેલો હોય તેવો કંગાલ જણાય, ને ભગવાનની વાતમાં જેમ અમલદાર ફેંસલો આપે તેમ પુરૂષોતમનો મહિમા છે તેવો કહી બતાવે છે. કેમ જે પૃથ્વીની રજમાં આકાશ છે ત જેમ પ્રલય સમે પૃથ્વી આકાશરૂપ થાય છે, તેમ પુરૂષોત્તમના ભક્ત પુરૂષોત્તમરૂપ થાય છે. એવા જેને ઘેર જન્મ લે, કોઇને ઘેર જઈ જમે, કોઈ સાથે બોલે, કોઇને વઢે, વચને કરી બોલે તે થાય, પણ જીવ પોતાની અવળાઇ ને લીધે ગુણ ન લે, માટે તે દોષે કરીને જ્ઞાન શીખેલું સાંભળેલું કરેલું વ્યર્થ થઈ જાય છે. કારણ શ્રીજી મહારાજનું ભજન કરે ને તેનું સ્વરૂપ અષ્ટ પ્રકારનું છે તેનો દ્રોહ કરે એટલે શું બાકી રહે છે? માટે આવા દુઃખમાં ભગવાન છે તેવા જાણવા તે બધા પ્રલય કરી ચુકયો. ને અક્ષર ધામમાં પુગેલો છે ને તેને કાંઇ કસર ન સમજવી.

આ સમયમાં સાધુ ને સત્સંગી દ્વારે કલ્યાણ કરવાં છે માટે આવી સામર્થી વપરાવે છે.

प्रगटपणुं. કારણ કે પ્રગટપણું સદા સત્સંગમાં, પ્રગટપણું આચાર્યમાં ગુપ્ત રીતે, તથા સંતમાં રહ્યું છે, માટે બધો સત્સંગ દિવ્ય છે. નહીં

તો પુરૂષોત્તમપણાની વાત કરવી તે શીખી આ-
(अ) વડતી નથી. કરવા જાયતો ગલાં તલાં બોલાય ને
ગુંચાઇ જવાય. ગ્રંથમાં વાંચવા જાય તો કાનો
માત્રા પડેને આવી વાતોના ફુવારા નીકળ્યાં જાય તે પુરૂ-
ષોત્તમનું આપેલું સમજવું. જુઓ વચનામૃતના શબ્દ
કે જીવ, ઈશ્વર, માયા, બ્રહ્મ, ને પરબ્રહ્મ, ગૌલોક, વૈકુંઠ,
બ્રહ્મપુર, પરમેશ્વરનો સવિકલ્પ સમાધિવાળો દેખે. તો
જેને નિર્વિકલ્પ સમાધિ થતી હોય તે તો પુરૂષોત્તમ
રૂપ થયેલો છે. તે પુરૂષોત્તમ પ્રકાશમાં નિષ્કુળાનંદ
સ્વામિએ કહ્યું છે. તે ગ્રંથ સત્સંગમાં વાંચે છે સાંભળે
છે પણ સમયે સમજાતું નથી. પણ આગળ પ્રકર્ણ
ચાલવાનું તે પ્રમાણે લખ્યું છે કે " સંત બોલે તે ભેળો
હું બોલું, સંત ચાલે તે ભેળો હું ચાલું. સંત
(ब) જમે તે ભેળો હું જમું, સંત રમે તે ભેળો હું
રમું. સંત રાજી તો હું રાજી, સંત કુરાજી તો
હું કુરાજી. " આવું પુરૂષોતમ પ્રકાશમાં લખ્યું છે તે
પ્રમાણે થાય છે. તે વચનામૃતમાં મહારાજે લખ્યું છે.
જે શાસ્ત્ર બહાર કિયું ચરિત્ર ભગવાનને કર્યું તેને માનશો?
માટે મોટા સંત ગ્રંથ બાંધી ગયા કે અગાડી ભગવાન
આવું કરશે આપણા ગ્રંથમાં વાત નહીં હોય તો નહીં

માને. પણ ગુણાતીતાનંદ સ્વામિની વાતોમાં પોતે લખી ગયા છે કે અવતારને અવતારીમાં ઘણો ભેદ છે, અવતારના મુક્ત નારદ જેવા સવિકલ્પ સ્થિતિવાળા તેદેહ કરીને મનના સંકલ્પથી જાતા. પણ આતો અવતારી પૂર્ણ પુરૂષોત્તમ તેના સંત. તેના સંકલ્પ પુરૂષોત્તમ સાથે ભેળા; તે ભગવાન સંકલ્પ કરે તે પ્રમાણે સંતને સંકલ્પ કરાવે; તે સંકલ્પ તે દેહ રૂપ જ થાય.જુઓ હાથી વાય ત્યારે ભેંશ જેવું બચ્ચું આવે ને.જુ વાય ત્યારે લીખ અવતરે. માટે ભેંશના રૂવાડામાં કેટલી લીખો તે સમજતા નથી. ઇગ્રેજના રાજ્યમાં તારનું ભણ્યો તે અમદાવાદના સ્ટેશન પર માસ્તર તાર મુકે તે મુંબઇની ખબર કહે, તે વિદ્યા માયામાંથી ઉત્પન્ન થઇ તે ભણે ને કહે તે મનાય. ને પુરૂષોત્તમ ભગવાનને તેના ભક્ત માયાથી પર તે લોકમાં મળતું કેમ આવે ને મનાય ? માટે સત્સંગમાં કુતર્ક કરવા નહીં. કોઈ રાજા હોય ત્યારે તેના કારભારીને આટલું ઘરાણું તે મનાય. ને આ ઇગ્રેજે લડાઇમાં કાગળનાં માણસ કર્યાં તે લઢયાં એમ કહે ત્યારે તે મનાય. કોઇ માણસને તાવ આવ્યો, ચુંક આવી, રોગ આવ્યો, ભૂત આવ્યું, સર્પ કરડયો, તે બોલ્યો તે મનાય. કારણ ખેતરમાં

સર્પ કરડયો, તે ઘેર માણસને લાવ્યા, ને મંત્ર વાળા પાસે લઈ ગયા; તો માણસમાં સર્પ બોલ્યો. અને પણે (ત્યાં) સર્પનું રૂપ છે તેને માણસનું ઝેર ચઢયું છે. તે જાળામાં અંબળાય છે. ને ભૂત કોઇમાં આવી જમી જાય તે મનાય છે. ને આહારમાં દેડકાં ગળતો તેનાં બે સ્વરૂપ;ને અધમ,ને અપરાધે કરીને સર્પ થવું પડયું તેનાં બે રૂપ લોકે કબુલ કર્યાં છે. ને ભગવાનના ભકતે ભગવાનને શુદ્ધ અન્ન જમાડીને જમવું, ભગવાનને હૃદયમાં ધારવા, સર્વોપરિ જાણવા, તેને આ લોકમાંજ સમજે છે. પણ સર્પ માણસમાં પ્રવેશ કરે છે તેમ જેને પુરૂષોત્તમના નિશ્ચયનો ડંશ બેઠો છે તેમાં પુરૂષોત્તમ વ્યાપીને બોલે છે, પોતે ચાલે છે, એ વાત સત્ય છે. પણ સત્સંગમાં ભગવાન કરે તે ન મનાય, ત્યારે તેના

(क) ભજનથી ને વચનથી કલ્યાણ ન મનાણું, ને ભગવાનનો નિશ્ચય નહિં તેનાજ મોંઢામાંથી એવું નીકળે. ને નિશ્ચયવાળો તો ભગવાન વિના કાળ કર્મને માયા તેને કર્તા કહે નહિં ને ગુણ માને નહિ. ભગવાન પુરૂષોત્તમની આજ્ઞા તેજ હુકમ સમજે ને તેજ ગમે ને તેજ સ્થાનકમાં રહે પણ કલ્યાણમાં વાંધો ન સમજે. માટે ભગવાન પ્રત્યક્ષ

તેમાં શું સમજવું તો અનંતકોટી બ્રહ્માંડનો પ્રલય થાય ત્યારે આ ભગવાનજ રહે છે, તો જ્યારે પ્રલય થયે રહે છે તો આ બ્રહ્માંડ તો હજુ છે માટે પ્રત્યક્ષ
(ह) કહ્યા છે. માટેગયા ન કહેવાય. પાપી જીવમાં અંતર્યામીપણે રહેવાને સમર્થ છે તો અક્ષર
(इ) રૂપ થયો તેનામાં તો સર્વોપરિ હોય. ને મહારાજ અક્ષર વિના રહેતા નથી. ને મહારાજ
(फ) વિના અક્ષર હોય નહિ. ત્યારે અક્ષરમાં અનંતકોટી મુક્ત આવ્યા. ત્યારે બોલાવે ત્યારે જે સાંભળે (મહારાજ અગર મુક્ત) તે હોંકારો દે. તે વચનામૃત પંચાળાનું સાતમું વાંચવાથી અગર પ્રથમનું ૬૮ મું વાંચવાથી જણાશે. કારણ કે પોતાનો મહિમા કોઈ ગાતું નથી. સર્વના બાપનાં વખાણ કરતાં જેને નરૂચે તે
(ग) તેના બાપનો દ્વેષી ગણાય. માટે શું કરવા સત્સંગમાં આવ્યા છીયે? માટે આવું ચોખું સમજવું. આવી રીતે સમજ્યો તેને જ્ઞાનસમાધિ જાણવી-નિર્વિકલ્પસમાધિ જાણવી. ને બાધિતાનુવૃત્તિએ કરીને દેહની ક્રિયા કરે ને ઉપશમમાં રહી બે વૃત્તિએ કરીને થયાં જાય તેનું નામ જ્ઞાન છે. ને નાડીપ્રાણ આ જ્ઞાન વિના ખેંચાય તો ભગવાન દેખે ત્યારે રાજી રહે, ને ન દેખે ત્યારે અં-

તર ઝાંખું વર્તે ને ન્યૂન સમજે ને પ્રેમ ઘટી જાય. માટે આ દેહે કરીને જ્ઞાન શીખાય તો મૂર્તિથી છેટું ન સમજવું. ને તેડવા આવેને લઇ જાય તેવું એને રહેતું નથી. કારણ પુરૂષોત્તમને તો પોતે ધરી રહ્યો
(ह) છે તેવો તો સમર્થ છે. એનું નામ જ્ઞાન. ને જ્ઞાને કરી વૈરાગ્ય આવે ને વિવેક સત્-

અસત્નો આવે છે. પણ વધુ જણાવવાનું કારણ ભગવાનના સંતના જોગથી ને દયાને સેવા—સમાગમથીને મન અર્પણ કરવાથી એવું સામર્થ્ય આવે છે. પ્રાર્થના કરવાથી મુક્ત સામર્થ્ય આપે છે. તે વિના કોટી સાધન કરો પણ મોટા સંતને ભગવાનને રાજી કર્યા વિના તો કંઇ વાત બનતી નથી. જેમ પારસમણીને લોહું અજાણે અડે તો સોનું થઇ જાય. તો આતો એકાંતિક ઓળખીને તેની મરજી પ્રમાણે વર્તે તો તેવો સમર્થ થાય છે. જેમ આપણા લોકમાં સ્ત્રીનું ધ્યાન પુરૂષને છે તે દીકરાને અણસમજણમાં સ્ત્રી પરણાવી દે છે, ને સ્ત્રીના હૃદયમાં પુરૂષ છે તે કન્યા નાની ને અણસમજણીને ધણી કરી દે છે. તેમ મુક્તના હૃદયમાં પુરૂષોત્તમ તે સર્વ મુક્તના સ્વામિ

ને બ્રહ્માંડોમાં નારાયણ માત્રના સ્વામિ
(આઈ) તે પોતેજ સ્વામિ નારાયણને પોતાનું
ધામ ને ભક્ત પ્રલય સમયે રહે છે. તેવા
તે ભક્તના તથા મુક્તના હૃદયમાં વિરાજમાન છે.
તેમજ ભક્તના હૃદયમાં વિરાજમાન રહે તો ઠીક એવી
પુરૂષોત્તમની ઉપાસના વાળા મુક્તની રીત છે. માટે
જેટલું જેની પાંખમાં બળ તેટલું તે ઉડે છે ને આકા-
શનો મહિમા પોતાથી વધારે સમજે છે. ને સમુદ્રનું
પાણી કીડી પીયે ને મગરમચ્છ પીયે તેમ જે જીવમાં
જેટલું બળ તેટલો તે મહિમા જાણે છે. ને સર્વે સમુ-
દ્રનું જળ પીયે તેમ આપણા સત્સંગમાં સ્વામિ નારા-
યણનું ભજન કરે પણ જીવના બળ પ્રમાણે તે તે ધા-
મની પ્રાપ્તિની ગ્રન્થી સમજી શકાય છે. માટે વીચારીને
સંગ ઓળખી એકાંતિકનો કરવો. એજ પુરૂષોત્તમનો
રાજીપો છે. ને મહારાજની મરજી
(जे) એવી છે જે અસંખ્ય જીવનું કલ્યા-
ણ કરવું તેજ છે. તેના ભેળો ભકતનો સંકલ્પ મહારા-
જની મરજી પ્રમાણેનો ભળ્યો માટે મહારાજ મૂર્તિમાન્
પોતે ભકતમાં સમજવા. જેમ દ્દષ્ટાંત છે કે હીરે કરી
કરી હીરો વિંધાય છે તેમ પુરૂષોત્તમનો નિશ્ચય પોતે

પુરૂષોત્તમ કરાવે છે અને ઇન્દ્રિયો અંતઃકરણ પુરૂષોત્તમ રૂપ થઇ જાય છે તે વચનામૃત પ્રથમના ૫૧ માં લખ્યું છે. ને મહારાજની મરજી વિના એક અક્ષર કહેવા, બોલવા, લખવા, સાંભળવા, જોવા, જાણવા, જણાવવા સમર્થ નથી. આવા જે ભગવાન તે આપણને સમજાણા ને મુકતના પ્રતાપથી આ વાત સમજાણી. આ જીવ અનંતકાળથી ફરે છે ને વિષય વિના રહી શકતો નથી. તે આવા ભગવાન મળ્યા વિના વિષયમાંથી કોણ છોડાવે ? ને બીજાથી કલ્યાણ થયું હોતતો અત્યારે શું કરવા અહીં હોત ? ને આવી વાત કોનાથી સમજાત તે આવા ભગવાનના ધામમાં જઇ શકાય ? આતો પોતાની પૂર્ણ દયાથી; નહીં તો જીવથી જવાય તેમ નથી. આતો પોતે સંકલ્પ કરી

(के)

આવેલા છે. માટે પ્રગટપણું પૃથ્વી રહેશે ત્યાં સુધી જણાવવું છે. ને અસંખ્ય જીવને લઇ જવા છે. ને હજી તો સત્સંગ વધશે એવું મહારાજનું કહેલું થયેલું છે તે સત્ય થયું છે ને સત્ય થશે. માટે જીવને ભગવાનનો

कर्त्तव्य

ખપ હોય તો દેહગેહ કુટુંબ–ધન–સ્ત્રી–દિકરા–દિકરી–વાહન ઢોર વિગેરે ભગવાનના કા-

મમાં આવે તેમ જોડવું ને વર્તવું. ને ઇન્દ્રિયોને ભગવાનની ક્રિયામાં જોડી દેવી ને નિયમ પાળવાં. તેણે કરી ઇન્દ્રિયો શુદ્ધ થાય. માટે આહાર શુદ્ધ કરવો તો અંતઃકરણ શુદ્ધ થાય; તો પોતાનો આત્મા અક્ષર રૂપ સમજાય ને પુરૂષોત્તમ જણાય. ને વચનામૃત ભણ્યા વિનાને એકાંતિક મળ્યા વિના ને અભ્યાસને પુરૂષ પ્રયત્ન કર્યા વિના ને ખપ વાળો જીવ થયા વિના આળસ રાખી બેસી રહેવાથી આવી રીતના ગુણ આવતા નથી. ને સત્પુરૂષના વિશ્વાસ વિના તો વાત બનતી નથી. માટે પતિવ્રતાનો ટેક રાખી બીજા લોકને ધામને રૂપને ગુણને સુખને સામર્થ્યમાં અહોપણું રહે ત્યારે એ ભકત ઘણો ન્યૂન જાણવો. માટે જેવો પુરૂષોત્તમમાં માલ છે તેવો કયાંઈ નથી. આવી વિકિતથી સમજાણું હોય તો જીવમાં નિશ્ચય જાણવો. ને આ ભગવાનમાં એક વખતે આશ્ચર્ય જણાણું ને વળી બીજી વખતે ન જણાણું તો આવું ન સમજે તો બહુ દોષ આવે. માટે સત્સંગ કરવો તે જીવના મોક્ષ સારૂ કરવો; પણ મારે દિકરા મરી જાય છે તે જીવે, તથા ગામગરાસ ગયો છે તે મળે, નિર્ધન

निष्काम भाव

છું તે ધનવાન થાઉં, રોગી છું તે નિરોગી થાઉં, દુઃખી છું તે સુખી

થાઉં એવી જાતની ઇચ્છા રાખીને સત્સંગ કરવો નહિ. ખરા ભકતને તો શૂળી ઉપર ચઢાવ્યો હોય ને ભગવાન પાસે ઉભા હોય પણ તેના અંતરમાં એમ ન થાય જે ભગવાન સૂળી ઉપરથી છોડાવે. કારણ તનમન ને ધન ભગવાનને અર્પણ; ત્યારે ભગવાનની મરજી તે આપણું પ્રારબ્ધ ઠર્યું. જુઓને આ લોકની રીત જે ધણીનું ખેતર તેની માધુરી આપી પછી તે ખેતરની વાડ બાણના ઉચાટ મૂળના માલિકને નહિં; સરકારને રહ્યા, ને તે ખેતરમાં ઢોર ચરે; ઝાડ કાપે, તેના ઉચાટ સરકારને. ડબામાં પુરવું પડે તે નુકશાન ઝાડનું કરે તેનો દંડ સરકાર પોતે કરે. તેમ આપણે દેહ ભાવ ભૂલી અક્ષર ભાવે વર્તીયે તો ભગવાન થકા થયા તેને દુઃખવે તેને દંડ ભગવાન દે છે આવું સમજવું. તે પુરૂષોત્તમની ચોકખી સમજણવાળાને વર્તાય છે. બીજાને તો ભગવાન રક્ષા કરે ને પોતાનું માન રહે તો સત્સંગમાં નભે. નહિંતો ચાળે ચઢી પોતાનું ધાર્યું કરે. નહીં તો ભગવાન પાસે ધાર્યું કરાવે, ને આપણે તો સેવક તે આપણું મનગમતું કરાવીયે ત્યારે તો સેવકપણું મટી ધણીપણું થયું. માટે પુરૂષોત્તમની મરજીમાં ચાલીને સેવા કરી-

सेवकपणुं

એ તો સેવક, નહીં તો સેવક પણું ન રહ્યું, તે બાધ સર્વોપરી સમજણવાળાને આવે છે. ત્યારે વળી કોઇ-કના સંકલ્પ સિદ્ધ થાય તેનું શું સમજવું ? તો ભગવાનને તે દ્વારે કરાવવું છે ને તે ભકત ભગવાનની મરજી પ્રમાણે વર્તે છે એવો એને પ્રેમ છે ને સમીપ-પણું છે ને સમીપપણાવિના કહેવા બોલવા સમર્થ નથી. એમ જાણવું. ત્યારે એને બહાર જણાતું કેમ નથી ? તો ભગવાનને વહેવારમાં રાખી પૂર્વના જાતિપણાનું અભિ-

ऐश्वर्यसंकोच

માન તથા મુકતપણાનું માન આવી ન શકે તે માટે તથા પોતાની મૂરતિમાં જોડતાં વિઘન ન આવવા સારૂ નેવહેવારમાં આ લોકની સ્મૃતિ વિસારવા સારૂ શ્રી હરિની મરજીમાં વર્તાવી આ લોકનું દુઃખ જણાવી ગુપ્ત ભકિત કરાવી કીર્તિને મોટાઈ ન ફેલાવી ગરીબ જણાવીને મોક્ષ કરવો તેજ અભિપ્રાય છે. માટે એમ રાખ્યું છે. જુઓને અગાઉ પરોક્ષ ઋષિ થયા તેમણે અક્ષરરૂપ ન વર્ત-

( परोक्षनी वात )

વાથી ને જાતિપણાના અભિમાનથી ને જીવને રાજી રાખવાને પોતાના મનના સંકલ્પ સિદ્ધ કરવા તે સારૂ કરેલું છે. પણ પોતાના આત્માને બ્રહ્મરૂપ માની ઉપા-

ધિનો ત્યાગ કરી નિવૃત્તિથી અક્ષરરૂપ માની અક્ષર ના મધ્યમાં પુરૂષોત્તમ ધારવા એવું સમજનારા થોડા-જ હશે. જુઓ તપ કરી રાવણ જેવાએ શું માગ્યું? સીતાનું હરણ કર્યું. કુંભકરણે નિદ્રાસન માગ્યું. કોઇ ઋષિ ( અગસ્ત્ય ) હુંપદથી સમુદ્ર પી ગયા. કોઇકે ( ચ્યવને ) રાજા પાસે કન્યા ( સુકન્યા ) યાચી. કોઇકે શ્રાપ દીધા. કોઇકે કેશ વધાર્યા, એ રીતે પોતાનાતપના બળથી પોતાની મરજી સંપાદન કરી પણ જીવને પોતાની મરજી પ્રમાણે વર્તાવ્યો નહિં તો ભગવાન કયાંથી વર્તાય ? ને વર્તાયા વિના અક્ષર ધામનો માર્ગ કયાંથી જણાય ? ને એ સુખ શી રીતે પમાય ? કારણ એ દિશાનો ખપ નથી ને ખપ હોય તો અહિંના પદાર્થ સારૂ માથાકુટ ન કરે, ન કરે તો અક્ષર ધામમાં સુખ આવે તેવાનો જોગને સંગ કરે. પણ તે કયાંથી વર્તાય ? પણ આતો મહારાજે અક્ષરની રીત રાખી છે. કોઇ પ્રત્યક્ષ મૂર્તિ દેખે છે, કોઇ મહારાજને જમાડી જમે છે, કોઇને મહારાજ જગાડે ત્યારે જાગે છે, કોઇને દર્શન દઇ માગીને જમે છે, કોઇમાં પ્રવેશ કરી પ્રકર્ણ ફેરવાવી મહા મુકતોને સંગે બોલીને કહે છે કે આટલા મુકતોને આ બ્રહ્માંડમાં મુકે-

( प्रगट प्रताप )

લા છે ને વળી બીજે એકતા કરાવેછે, કેટલાકને દિવસ-
માં ને રાત્રિમાં મુકતને મહરાજનાં દર્શન કરાવી બુકો-
માં લખાવી ને તેના દ્વારે સંકલ્પ સિદ્ધ કરાવે છે, કેટ-
લાકને સભામાં પુરૂષોત્તમની ખુમારીથી સંપૂર્ણ મહિમા
તમામ ગ્રન્થ પ્રમાણે નદીના વેગની પેઠે ચાલે છેઃ અટ-
કાતું નથી. કોઇક પરગામની વાત કહી સંભળાવે તે
સત્ય થાય છે, એવા સમર્થને પણ આ લોકની ઉપા-
ધિ ભોગવાવે તે ભોગવે છે, પોતાનું દુઃખ મહારાજની
મરજીથી ધીરજ રખાવવા, આ લોકનું હેત છોડાવવા
સારૂ કરાવે છે એવો ગુણ પુરૂષોત્તમ ભગવાનનો લે છે.
પરોક્ષમાં સુદામાના તાંદુલ જમી હવેલી બનાવી ને
આ પ્રત્યક્ષ હરિના સંતમાં રહી આવા ચમત્કાર ઘરો-
ઘરને આંગણે આંગણે થાય છે ને આને આ દેહે અક્ષર
ધામમાં જાય. ને આપણે એવું થાવું છે. હજી ત્યાંલગી
ધીરજ રહેવી કઠણ છે. સત્સંગમાં સમજાય નહિં એવી

(ઉપાધિ)

ગાદામાં આચાર્યને સંત ઉપાધિ
કરશે. તેમાં કેટલાક પોતાની મરજી
ચલાવી ઉપાસના પડી મુકી તડાં પાડશે. જ્ઞાન ભૂલી
જશે. મહંતાઇ, મોટાઇ લેવા કાયદા કાઢશે. પણ મહા-
રાજની મરજી અત્યારે આવી છે એમ સમજી પોતામાં

ખોટ આવી જીવનું ઘણું બગડી જાય તે જોતા નથી. ને ઘરની ટાટી બાંધ્યાનું આવડતું નથી તો સત્સંગની ટાટી બાંધ્યાનું શું ગજુ ? મહારાજને અંતર્યામી નથી જાણતા. પણ કાળકર્મને માયાનું કર્યું તો અહીં થતું નથી. અને મુકતનો જોગ કરીને પછી આવા સમયમાં મુકતને મહારાજની મરજી લોપી માટે કેટલાકનો ઘાણ નીકળી જશે. ને મહારાજ તો કહેતા કે બધો દેશ સત્સંગી થાય અગર મટી જાય તેમાં મારે સમભાવ છે. પણ સમજાતું નથી. તો આપણે કેટલી સહાય કરીશું ?

ગાદીને સલામ તે મહારાજની મરજીથી બન્યું જાણવું. ફકત ભજન કરવું. વહેવાર ડોળવા ત્યાગી થવું નહી. વહેવાર ડોળવો હતો તો વહેવારમાં રહી વહેવાર કરવો હતો. માટે ભજનજ કરી અક્ષર ધામમાં જવું. કારણ મોટાને દુઃખ આવવાથી જગતમાં દુઃખ સમજવું. માટે શાંતિમાં વર્તવાનું સાધન કરી મહારાજને મુકતમાં શાંતિ રહે તેમ વર્તવું.

(साधन गौणता)

પૂર્વના ભકત બીજામાં જોડાણા તે પોતાના બળને સમજે છે. માટે પુરૂષોત્તમે ભકતનું સામર્થ્ય ઢાંકી રાખી પોતાપણાનો નિશ્ચય કરાવી પોતાનું ભજન કરવા સારૂ એકાંતિકના

પાશ લગાડી વહેવાર ખોટો કરાવીને લુખા કરી મુકયા છે. તે પુંછડેલ ઢોરને ધણી ઉઠાડે તો ઉઠે, મુકી દે તો ધબ લઇને પડી જાય. તેમ મરજી પ્રમાણે આપણા સત્સંગમાં સાધનના બળ વિના પુરૂષોત્તમની મૂર્તિના પ્રતાપેથી ને વૃત્તિ મૂર્તિમાં જોડવાથી આ સમયમાં અનંતકોટી બ્રહ્માંડનું વગર ભજને કલ્યાણ કરવા સમર્થ છે, તો સમુદ્ર પીધો ને બીજાં પરાક્રમ કરવાં તેમાં શું આશ્ચર્ય છે? તમને એમ જણાશે કે ત્યારે કરતા કેમ નથી? તો એકતો પતિવૃત્તપણું જાય. ધણીની મરજી લોપી એટલે ધામથી છેટે રહેવું પડે. બધા ભકત જુદા જુદા સંકલ્પ કરે ત્યારે બધા ભગવાન થાય ત્યારે ભજન કેનું કરવું તે ફાવે નહિ. જુઓને રેલ ગાડી રેતમાં ન ચાલે ને રેતનાં પૈડાં રેલ ઉપર ન ચાલે માટે ભગવાનના ભકતને મૂર્તિ વિના બીજો સંકલ્પ મહારાજની મરજી લોપી કરવો નહિ. તે અક્ષર ધામના મુકતની વાત છે. તે એવી રીતેજ રહે છે. ને કોઇક વખતે કહે છે તે પુરૂષોત્તમને ધરી રહ્યા ને તેની સત્તાને તેના હુકમથી કહે છે, અને મહારાજ કહેવડાવે છે. પણ મુકત પોતાનું બળ માને નહિ. એ રીત છે. કોઇ વાતનું મન મહારાજના ચિંત્વન વિના રહેતું

નથી. જુઓને અમલદારોને પાંચસોનો પગારને સિપા-
ઈને સાતનો પગાર, પણ અજાણ્યો માણુસ અમલદારને
શેઠ જેવો જાણે ને સિપાઈને દેખી જીવ બીએ. તેમ
બીજા મત પંથમા સાધનજ જણાય. જટા રાખવી,
તપ કરવું, ઉંધે માથે રહેવું, એવાં અનેક સાધન છે.
તે એકડા વિનાનાં મીડાં છે. તે આ જીવ સિપાઈથી
બીએ, તેમ તેને ભકત જાણી બીયે છે, જે આવા મોટા
આપણને શ્રાપ દેશે, ને દુઃખાશે. આવું જીવ સમજીને
સાધુ અસાધુ ઓળખ્યાની રીત સમજ્યા વિના તમામ
વિષય હાજર કરે છે. પણ એમ નથી જાણતો કે સામાને
દુઃખ દઈ દઇને રાજી રાખે તે સાધુજ નહિં. મન કર્મ
વચને કરી કોઈ જીવતો દ્રોહ થાય નહીં. ને ઘર
મુકી ભોગની ઈચ્છા રાખી તે જેમ સતી થવાને નીક-
ળી, ને અગ્નિને દેખીને પાછી વળે તેને કુતરી કહે, તેમ
જેણે ભેખ લીધો ને વહેવારના પદાર્થ ભોગવવાની આ-
શા રાખે તેને જીવના સુખદુઃખથી બીન્યો તે ભકત
નહિં. માટે અક્ષર ધામનો સુધો સમજવાનો માર્ગ આ
સમજણથી આવી ગયો. એમ જાણવું. માટે પરોક્ષમાં
માલ જોવાથી તેમાં પ્રતીતિ થાય નહિં. ને ડબાને લેવા
એંજીન કર્યું છે તે એંજીન લઇ જાય છે. તેમ એકાં-

તિકમાં ભગવાન રહીને લઇ જાય છે. જેને પોતાપણાનો નિશ્ચય હોય તેને અક્ષર ધામની પ્રાપ્તિ થાય છે ને તે વચનામૃત વાંચવાથી જણાઈ આવશે. વચનામૃત તે વચને વચને અર્થ, અમૃત તનો જે રહસ્ય, તે જાણે તે અમર થઈ ભગવાનના ધામમાં જાય. ને ગુણાતીતાનંદસ્વામિની વાતોથી ઉપાસનાનું બળ–ને ભગવાન ને સંતનો ગુણ તે જાણીને ગુણાત જે ધામની પ્રાપ્તિ થાય. ગોપાળ સ્વામિની વાતથી ગોલોકથી પર પોતાનું સ્વરૂપ તેમાં શ્રીહરિની મૂર્ત્તિની પ્રાપ્તિ કરાવે. ભાઇ સ્વામીની વાતોથી જન્મ મરણનો ભય ટાળીને ભગવાન સન્મુખ કરે છે. બ્રહ્માનન્દ સ્વામિનાં વચન સાંભળવાથીજ બ્રહ્મમય થઇ ધામને પામે છે. શુકસ્વામિની વાતો સાંભળવાથી વચનામૃત સમજવાનું બહુ સુગમ પડે. ને નિર્ગુણદાસજીની વાતો સમજ્યાથી નિર્ગુણ થઇ ભગવાનના ધામને પામે. પ્રેમાનંદ સ્વામિના કાવ્યથી ભગવાનની મૂર્ત્તિ દેખાય. દેવાનંદ સ્વામિની કાવ્ય સાંભળવાથી દિવ્ય દેહની પ્રાપ્તિ થાય. નિષ્કુળાનંદ સ્વામિની કાવ્ય જાણવાથી વહેવા રથ નિઃસંશય થઇને નિર્ભય થઇ ભગવાનના ધામને વહેવારના વૈરાગ્યથી

संबंधानुसारे प्राप्ति

પામે. મુક્તાનંદસ્વામિની વાત સાંભળવાથીજ મુક્ત થઈ જવાય. આવા સદ્ગુરૂની વાતો વિશ્વાસ લાવી સાંભળે તો તેમનોજ સમાગમ થયો જાણવો. જુઓ મહારાજ પૃથ્વીપર વિચરતા હશે ત્યારે દર્શન થયાં હશે તો અત્યારે મહાત્મ્ય તેવું સમજવું કઠણ. ને મહાત્મ્ય સમજાય તો દર્શનને વાત સાંભળવી કઠણ, ને અત્યારે મહારાજને કહીશું વાત કરો; તો ગ્રંથ ઝાલતાં વારજ; ને વાંચે તે મહારાજ બોલે, સંત પૂછે, ને વાંચનાર તેજ સભાને ગામ સમજે, ને હું બોલું છું તેવું ન જાણવું. ને જે પાસનું મુખારવિંદ, જેવાં વસ્ત્ર, તેવી સભા તેનું ધ્યાન; ને પ્રશ્ન ઉત્તરમાં એકાગ્રચિત્ત રાખીને કથામાં અક્ષરરૂપ થવાથી ઘાટ સંકલ્પ બંધ થઇ ઉપશમ વિગેરે પ્રગટ થશે. અને ભગવાન આપણામાં અખંડ વિરાજમાન રહેશે. ને હમેશ કથામાં આ રીતે વર્તવાથી દિવસે દિવસે મહારાજનોને મુક્તનો પાકો રાજીપો થશે.

प्रगटनो महिमा.

પ્રથમ પ્રકરણનું ૩ જું વચનામૃત તેમાં છે કે જેને ભગવાનની મૂર્ત્તિ અખંડ દેખાતી હોય ને અંત સમે ભૂલી જવાય તો ભગવાને જે જે સ્થાનકે જે જે અવતારે લીલા કરી

संतस्मृति महिमा.

હોય તે સંભારી રાખવી, ને સાધુ–બ્રહ્મચારીને સત્સંગી સાથે હેત રાખવું, તેણે કરી ભગવાનની મૂર્ત્તિ સાંભરી આવે, ને તે જીવનું ઘણું સારૂ થાય; ને મોટી પદવીને પામે. તે શું સમજવું તો મુક્ત ભગવાનના અવતાર જાણવા. તેણે કરીને મૂર્ત્તિ સાંભળે. તેમાં મૂર્ત્તિ રહી છે. તેવો સંતની સ્મૃતિનો મહિમા છે. માટે ચરિત્ર ગાવાં ને સાંભળવાં. આવું સમજ્યો તેને કોઈ લોચો રહેશે નહિ. આવી ઉપાસના શીખીને તથા ભગવાનને હૃદયમાં ધારીને ભગવાનની વાત કરવી. તો જેમ કોઈ આંબો ફળે, મોર આવે, કેરી થાય, તે પાકે તે જમે, તો અમૃત જેવું લાગે, તે જમીને બહુ જીવ સુખી થાય. અને એ ગોટલો કેટલી કેરી ઋતુએઋતુએ નીપજાવે છે. એવું સત્સંગનું સુખ સમજવું ને શીખવું. કોઇ ખપવાળાને પાત્ર થયેલાને આ વાત કરવી.

पात्रपनुं

બીજાને આ દિશા જણાવવી નહીં એમ સમજવાનું છે. કારણકે આવી વાતો સમજી ન શકે ને અવગુણ લઇ જાય તો જીવનો કુટુંબ સહિત નાશ થઇ જાય. માટે પાત્ર પ્રમાણે ભરવું તે ઢળી જાય નહિ. એવી રીતે આ વાતોનો મહિમા સમજી પાત્રથી જમીન પર ઢળવા દેવું નહિ

આવી રીત રાખવી ને સમજવી એજ છે. આવી રીતની વાત સમજાય તોપણ મનનો વિશ્વાસ કરવો નહિં. ને વર્તમાન એકાદશી વિગેરે જેજે નિયમ બેસવા બોલવાનો તે સાચવીને જોગ કરવો. કારણ હરિભક્તને અંતરમાં વહેવારનો ત્યાગ રાખવો. પણ સત્સંગમાં સાધુની પેઠે બહાર ત્યાગ ન જણાવવો. ને ત્યાગીને અક્ષરમુક્ત જેવું બહારથી ન જણાવવું. એવી સામર્થી પામીને દિવસે દિવસે ઢાંકીને વર્તવું.

मर्यादा.

આ સત્સંગમાં સાત ધામના મુક્ત છે. માટે કોઇની રૂચિનું પ્રમાણ થાય નહિં. ને આ લોકમાં તેને દુઃખ, ને આપણને દુઃખ, એવું જાણી ઉઘાડું ઉઠવું બેસવું નહિ—લોક લાજ રાખીનેજ વર્તવું. આ લોકમાં એવું આડું આવ્યાથી હજારોને દુઃખ થાય છે. ને ભગવાનના ભક્તની વાસનાવૃત્તિ આ લોકમાં મોટાને નાના રાખે છે. કારણ પોતાની મૂર્ત્તિમાં વાસના રહેવા દીધાથી મોટી સમૃદ્ધિમાં ને પંડિતપણામાં જોડતા નથી. ને પૂર્વે જોડેલાને જોડી આ લોકની સામર્થી આપી, આસન,—માન,—સમૃદ્ધિ,

रुचि

अन्तिमलक्ष्य

સર્વેને વશ રાખવાની રીત, આવી એની મરજી રાજી કરીને, પોતાની ભક્તિ ધીરે ધીરે જણાવી, ચોખી સમજણ પાર પાડવા સારૂ એના મન ગમતા આનંદમાં વર્ત્તીને મૂર્તિનું સુખ કહ્યું તે રીતે સમજણ પડશે, તે વખતે પોતાનું ધામ તેની પ્રાપ્તિ થશે. માટે સત્સંગ અલૌકિક છે, કોઇ કરશે તો ભગવાન ઘણું માનશે-જુઓન જીવના રૂડાસારૂ

दया.

કરવું તેમાં ભગવાન પોતાને અર્થે કરતો હોય તેમ માનીને આપણને સુખ આપે છે. આવી મોટપ પુરૂષોત્તમ ભગવાન જણાવીને જીવને પોતાનું ધામ તેને પમાડે છે. એવી દયા લાવી આપણા ઘાટ સંકલ્પ સામું, આપણા નિયમ ધર્મ પળ્યા ન પળ્યા તે સામું તે જોતા નથી. તો આપણને એવા મળ્યા તો આપણે ભક્તના કંઇપણ દોષ જોવા નહિ. એવી પણ રીત રાખવી ને સમજવું ને બીજાને ચેતાવી દેવો. આવું જ્ઞાન મળ્યું ને આ વાત સત્સંગના નોરની ન સમજાય તો ભક્તનો અપરાધ લાગે. માટે સર્વે સારા છે. ને સંગતો ઓળખી

संगशुद्धि निर्दोषबुद्धि

એકાંતિકનો કરવો તોજ આ સમજણ રહેશે. નહિં તો થાપઉથાપ કર્યા વિના જીવ રહે

નહિ. માટે આ રીત રાખવી. તેને ધર્મ અર્થ કામ ને મોક્ષ તો પોતે સંકલ્પ નહિં કરે પણ ભગવાન બળાત્કારે બધી પ્રકારનું સુખ આપશે.

દિવ્યભાવ

એજ સિદ્ધાંત છે. ને મહારાજ કહે છે કે આ વાત લખજો, ને ધારજો—ને નિત્ય પ્રત્યે નવી ને નવી રાખજો. ને અક્ષરધામની મૂર્ત્તિને આ મૂર્ત્તિમાં રંચ જેટલો ફેર નથી. ને જે વાત કરો તેમાં આ વાતનું બીજ લાવજો. ને આ ગઢડું શહેર ને ઓસરી કંઇ ભાસતું નથી. ને આ સભા સર્વે અક્ષરધામની છે ને અમે બોલીયે છીયે તે ત્યાં બેઠા થકા બોલીયે છીયે. ને તમને સર્વેને ત્યાં બેઠા દેખું છું આ વાત નક્કી છે તેવી ન કહેતા હોઇએ તો સર્વે પરમહંસના સમ છે. તે સમ શા સારૂ ખાવા પડે છે તો સર્વેને સરખી પ્રતીતિ રહેતી નથી. કારણ દિવ્ય ભાવ છુપાવી મનુષ્ય ભાવ જણાવવો છે—જુઓને આ બ્રહ્માંડનો બે પરાર્ધ વર્ષનો આવરદા તેમાં એક પરાર્ધને દોઢ પહોર દિવસ ચડ્યો છે, માટે મધ્યાહ્ન કાળનો સૂર્ય માથે આવે ત્યારે ચારે દિશામાં ભાસે, તેમ અક્ષરાતીત ભગવાન ત્યાં રહ્યા થકા અહીં જણાયા છે એમ સમજવું આવી રીતે

અમારૂં સ્વરૂપ સાધારણ રીતે કહેવાતું નથી. કારણ આતો અવતારથી પર ને ભગવાનથીપર તે વાત શાસ્ત્રમાં મળતી

શાસ્ત્રથીપર.

ક્યાંથી આવે? ને એ વાત કોઇએ ભાળી નથી. જુઓને વૈરાટે બ્રહ્માને સર્જ્યા. ને વર્ણમાં બ્રહ્માણ મુખથી; ક્ષત્રિ બાહુથી; વૈશ્ય કટીથી, ને શુદ્ર પગથી, ને વેદ પોતે બનાવ્યા. ને ચૌદ લોક રહેવા માટે પોતે કર્યા. ને પોતાની સામર્થીનું વર્ણન કરી વેદ કર્યા, પણ અક્ષરાતીત ભગવાન ત્યાંથી કેટલે સમજવા તે ખબર પડવી કઠણ છે. પોતે બ્રહ્માંડના ધણી પછી શું બાકી રહ્યું? ને સંકર્ષણની ઉપાસના કરે ત્યાર જગતનો સંહાર થાય ને અનિરૂદ્ધની ઉપાસના કરે ત્યારે જગત ઉત્પન્ન થાય ને પ્રદ્યુમન્નની ઉપાસના કરે ત્યારે જગતને પાળે. ને પુરૂષોત્તમના મુક્તાની સામર્થી કેટલી છે તો અનંતને અનંતકાળની સ્મૃતિ

મુક્તની સામર્થી

તથા અનંતબ્રહ્માંડ હસ્તકમળમાં દેખે ને અનંતબ્રહ્માંડના ઇશ્વરને ફેરવે. પણ મહારાજે પોતાની મૂર્તિના સુખને અર્થે ઐશ્વર્યમાં ન ભળવા સારૂ રાખ્યું છે. પણ એવી સામર્થીએ યુક્ત છતાં તૃંખલા જેવા જીવનું માનઅપમાન સહન કરવું એજ એની મોટાઈ છે. ને પોતાનું

અળ જણાવવા દેતા નથી. તેમ પોતે પુરૂષોત્તમ પોતાની સામર્થી ઢાંકી પોતાનું મહાત્મ્ય ગાતા નથી. પરોક્ષ પણે સમજાવીને યુક્તિથી પોતાનો રહસ્ય સમજે તેને સમજાવે છે. જેમ આ લોકમાં સ્ત્રીને પતિ, ને બીજા ગૌલોક વાસી લક્ષ્મીના પતિ, ને મહાપુરૂષ મહામાયાના પતિ, ને પુરૂષોત્તમ અક્ષરધામના પતિ, માટે માયા પાર જાણવા ત્યાં સ્ત્રી પુરૂષનો આકારને સ્મૃતિ નથી. દિવ્ય દેહ છે. ને તે ભગવાનની ઉપાસના કરવી એજ ગુણાતીત સ્થિતિ જાણવી. ને તેનેજ એકાંતિક જાણવો. તેજ ભાગવતી ધર્મ જાણવો. તેનેજ એકાંતિક જાણવો. ને જેણે આ વાત સિદ્ધ કરી તેજ સિદ્ધ થયો જાણવો, ને નિરાવરણ દૃષ્ટિ પણ તેની જાણવી. તેજ ઉપશમ દશાને પામ્યો કહેવાય. પણ બાધિતાનુવૃત્તિમાં રાખે છે ને બહાર અહો અહો આશ્ચર્ય જણાતું નથી પણ આ વાત જાણવાથી શું બાકી ? કોઇ જીવમાં બાઇની સગાઈ કરી એટલે તેનો વૈભવ જાણ્યો, તેથી હરખાશે. જાન આવશે ત્યારે વર જણાશે ને તેને ઘેર લઇ જશે ત્યારે સાંભળેલું શું માલુમ પડશે ? પણ આપણને તો

ગુણાતીત સ્થિતિ

બાધિતાનુવૃત્તિ

સત્સંગનો સંબંધ સંતે કરાવ્યો ત્યારથીજ ઉપર લખેલું સુખ મળ્યું પછી જાવા જાણવાનું રહ્યું નહિં. આવું ચોખું ન સમજ્યો તો સત્સંગી છે પણ ગુણ બુદ્ધિવાળો જાણવો. માટે નિશ્ચયજ નથી જેથી ભગવાન ભજ્યામાં અંતરાય થાય તેનો ત્યાગ કરે તે મોટો. વહેવાર જાણે, ઘોડુ ચડવા હોય, ગરાસ હોય, તે કંઇ ભગવાન ભજ્યામાં મોટો ન જાણવો. જેની સમજણ ભગવાન ભજ્યામાં તે મોટો જાણવો.

एकादशी

ને એકાદશી કરી અન્ન ન ખાવું એવું રાખે છે ને તત્પર થઇ ફરાળ કરે છે પણ દશ ઇન્દ્રિયોને નીયમમાં રાખવી–આંખે કરી ભગવાનની મૂર્તિ જોવી. કાને કરી ભગવાનની કથા સાંભળવી. નાસિકાયે કરી ભગવાનની પ્રસાદિની સુગંધ જીહ્વાયે કરી ભગવાનનું વર્ણન કરવું. ને મુખે કરી ભગવાનને જમાડીને જમવું. ને હાથ તે ભગવાનની સેવાના ઉપયોગમાં ને માળામાં જોડવા. ને હૃદયને વિષે પુરૂષોત્તમ ધારવા. ને મનને વિષે ભગવાનનું મનન કરવું. ને ચિત્ત તે ભગવાનનું ચિંતવન કરે. અંતઃકરણને આત્મા પણામાં આનંદ રહે. પગ તે ભગવાનને સંતના દર્શનમાં જોડે. એનું નામ એકાદશી

કહેવાય. ને આ જ્ઞાનવાળાને તો સદાય અલમસ્તની પેઠે ઉપર લખ્યા પ્રમાણે વર્તવું ને સદાય ભગવાનમાં જોડાવું તેજ અક્ષર રૂપ થયો. તેનામાં અખંડ પુરૂષોત્તમ રહ્યા છે. ને આંખનું મટકું ભરીયે એટલી વાર પણ ભગવાન છેટા રહેતા નથી. ને તે સંકલ્પ કરે તે સિદ્ધ થાય છે. પણ ભગવાનની મરજી લોપીને કાંઈ બોલવા સમર્થ નથી તેજ એની મોટાઇ છે. ને ભગવાન જેજે સ્થાનકમાં રહ્યા, જમ્યા, સભા કરી, લીલા કરી, પ્રકર્ણ ફેરવ્યાં, તે લખાશે પણ પાર આવશે નહિ, ને ઉમરમાં તેટલી જગાઓ ફરી વળાશે નહિ. ને ગ્રન્થ સત્સંગમાં બહાર પાડનાર મળશે. ને ઘરોઘર ઉપર લખ્યા પ્રમાણે દિવસ રાત્રિમાં બાઇ ભાઈ ગૃહસ્થ ત્યાગીમાં વાતો, ને સમૈયાને સમાગમનાં સુખ. ને આ વાત કરવાથી સમાધિને ભગવાનની સ્મૃતી, સહાયતા, શૂરવીરપણું, સાક્ષાત દેખાવાપણું. શ્રીહરિની સેવા કરવાપણું, સંબંધીના જેવું સત્સંગમાં હેત વધારવાપણું, ને સગાંમાં જેવું ખર્ચ કરવાની શ્રદ્ધા તેવી સંતની સેવાને સુખને અર્થે વિચાર કરી વાવરનાર, ને ભગવાનના જેવી મરજી સાચવી સર્વ રીતે ઓળખીને સાક્ષાત ભગવા-

अक्षर स्थिति

નનું દર્શન થયું ને ભગવાનને અર્થે બે પૈસાનું ખર્ચ કરે તેવું સંતને અર્થે વાપરનાર, તેને સત્સંગ સમાગમમાં બાકી રહ્યું નહીં.

ग्रन्थमाहात्म्य

આવા પુરૂષોત્તમ પ્રતાપથી પુરૂષોત્તમ પ્રાપ્તિ નામનો ગ્રંથ શ્રીજીમહારાજની પૂર્ણ દયાથી પુરો કર્યો છે. ને મહામુકતોના આશીર્વાદથી આનંદ વ્યાપ્યો છે, ને ગુરૂની સહાયતાથી સેવકની શ્રદ્ધા થઇ છે. આ ગ્રન્થ એકવાર કોઇ સાંભળશે તો સંસારનાં દુઃખ દૂર થશે, ભૂતપ્રેત, ગ્રહ, શત્રુ ભય ને ઝેરી જીવ, સર્પ કરડયો હશે, તાવ, રોગ, પાણીથી ડુબેલાની ને સરકારથી ભય, સંબંધીમાં વિરોધ. દેવ દેવીનો કોપ, અગ્નિ, શત્રુનો ભય, એ રીતે સર્વે વાતે શાંતિ અને સંતાનની પ્રાપ્તિ–ઘરપ્રવેશ વીગેરે જેજે કામોમાં સર્વે રીતે સુખ વધારનાર ને ભગવાનના માર્ગમાં ભેળવનાર એવો ગ્રન્થ રચાયેલો છે. તેને એકાંતિકના મુખથી ભલી શ્રધ્ધાથી સાંભળે અગર આ ગ્રન્થ બહાર પાડવામાં પુષ્ટિ કરનાર ઉપર મહારાજની પાકી દયા થાય છે. જેવી બીજી કથા તેવી આ કથા વિધિથી રોજ વાંચે અગર માસમાં એકવાર

વાંચે, નહીં તો વરસમાં એકવાર વંચાવે તો મહારાજને મુક્તસહિત જ્યાં આ વાત સંભાળે ત્યાં પોતે પ્રત્યક્ષ સમજવા. જે સ્થાનકે દુઃખ ત્યાં પોતે સહાય કરે છે રાજાની રાણીને રાજા દંડ દે છે તેમ પુરૂષોત્તમના જનને પુરૂષોત્તમ દંડ દે છે. કાળકર્મ માયાનો હુકમ નથી.

સંવત ૧૯૫૬ ના ફાગણ વદી ૧૦ તથા ૧૧ વાર સોમથી તે મંગળવાર સુધીના બપોરમાં રચ્યો છે.

પછી ઉતાર્યો સંવત ૧૯૫૬ ના અશાડ વદી ૧૪ થી તે શ્રાવણ સુદી ૧ વાર સોમે તે શોધીને ઉતાર્યો છે. માટે સર્વે સત્સંગી તથા મોટા સંત તથા મહારાજને રાજી કરવાને સત્સંગની પુષ્ટિ વધારવી ને બહુ જીવને ભગવાનનો ખપ પણ પ્રગટ જ્ઞાન થાતું નથી. માટે ખપવાળાને આ ગ્રન્થ જોઇયે તે અગાડી બહાર પડશે માટે ધીરે ધીરે એકાંતીકથી મળશે.

